[illegible]ના સદુપયોગ સંબંધી સુબોધલીલાથી ભરેલી—

# વિવેકી વિદ્યાગૌરી

અને



# રમુજી રમાદેવી.

નય-વિવેક-વિજ્ઞાન-વિનોદને વધારનારી વિશદ વાર્તા.

---

પ્રયોજક અને પ્રકાશક.


પુરોહિત પૂર્ણચંદ્ર અચળેશ્વર શર્મા.

( કાંકરિયા રોડ-ગાંધીની વાડી-અમદાવાદ. )


---

(દોહરો).

લક્ષ્મીવર થઈ લ્હાવ લ્યે, સફળ થાય સંસાર!
દાસ બને દમડાતણો, અફળ જાય અવતાર!

---


અમદાવાદ.

"શ્રી સત્યપ્રકાશ" મુદ્રણાલયમાં

ડાહ્યાભાઈ શકરાભાઇ ગાંધીએ છાપી.

---

આવૃત્તિ પહેલી. પ્રતિ ૫૦૦૦

સંવત ૧૯૭૨. સને ૧૯૧૬


---



મૂલ્ય—અમૂલ્ય.

૯-૩/૨૧૦૬૨ ———— ગુજરાતી કૉપીરાઈટ ૨૭

# મેકરોની તીજોરીઓ લીલામમાં

થોડા વખત ઉપર **સરકારી ઓફીસો**માં ચોરોએ તીજોરીઓ તોડી ચોરી કરવા માંડવાથી **ગોદરેજની તીજોરી**ઓ વિષે પરપુછ થઇ અને બનાવટ કેવી છે તે જોવા નમુના મંગાવવામાં આવ્યા. ગોદરેજને નમુના મોકલાવતી વખતે પોતાની અને બીજા મેકરોની તીજોરીઓની બનાવટના ફેરની સમજ આપી અને પરિણામમાં ગોદ-**રેજને ૩૯૨ તીજોરી**નો ઓડર મળ્યો.

હિંદુસ્તાન અને બરમાની સેવીંગ બેંકો માટે **સરકારે ગોદરે-જની ૩૭૨ તીજોરી** ખરીદી તે પેહેલાં બીજા મેકરોની તીજોરી સાથે આગમાં નાખી પરીક્ષા કરી હતી. બીજી તીજોરીમાં જ્યારે સઘળા કાગલ બળી ગયા હતા ત્યારે ગોદરેજની **તીજોરી**માં સઘળા જેવા ને તેવાજ રહ્યા હતા **ગોદરેજ** સાથની હરીફાઇમાં બીજા એકએક **તીજોરી** બનાવનારને વારે વારે ઉતરતાં **ઇનામ** મળ્યાં છે જ્યારે ગોદરેજને એકે એક પ્રદર્શનમાં હમેશ પેહેલા ઇનામ **સોનાના ચાંદ** મળ્યા છે.

કારખાનું—ગેસ કંપની પાસે, પરેલ,—મુંબઇ.

---

## જ્યારે તમોને તાકાતની જરૂર છે ત્યારે શા માટે અમને લખી જણાવતા નથી ?

**ફુરસદ હોય તો રૂબરૂ મળો. અગર પત્ર લખી મોકલો**

ઠેકાણું—

**ખડક મહાજન વાડી—**

**કચ્છી દશા ઓશવાડ પ્રેસ**

**મુંબઈ નં. ૩**

ૐ

શ્રીશમ્ભવન્દે !

લક્ષ્મીના સદુપયોગ સંબંધી સુબોધલીલાથી ભરેલી-

# વિવેકી વિદ્યાગૌરી

અને

# રમુંજી રમાદેવી.

( વિનય-વિવેક-વિજ્ઞાન-વિનોદ વધારનારી

વિશદ વાર્ત્તા. )

---

આપણી આ વાર્ત્તાનો અવસર વિચિત્ર લીલાધારિણી **વીસમી સદીની દીપોત્સવી**ના દિવસનો છે. દીવાળીના દિલરંજન દિવસોમાં ઘરોઘર મિષ્ટાન્ન-ખાન-પાન-ગાન-તાન-માન-પાનને સન્માન મળવાથી સર્વજનો મોજમજામાં ગુલતાન થતાં નજરે આવે છે. ઘરોઘર રંગબેરંગી વીજળી ગ્યાસ ને ગ્લાસાદિની ઝગમગતી રોશનીનો પ્રકાશ પ્રકાશી રહેલો જણાતાં અધિક આનંદ મળે છે. જ્યાં ત્યાં ફટાકડા વગેરે આતસબાજી ઝાઝી ઉપયોગમાં આવતાં ગગન ગાજી રહેલું હોય છે અને ગર્ભ શ્રીમાનોથી ભીખારી પર્યંત સઘળાં પોતપોતાના ગજા પ્રમાણે આનંદ અનુભવતાં માલમ પડવાના લીધે આલમ ઉત્સાહના ઉદધિમાં રસબસ થયેલી દૃષ્ટિગોચર થાય છે.

તેમાં પણ અલબેલી નવેલી રંગીલી મોહમયી મુંબઇની દીવાળી તો, ફેશનેબલ પોષાક, અજબ રોશની, દેવમંદિરોમાં જણાતી ભાવિક ભક્તોની હર્ષઘ્હેલાઇ અને રાગરંગની ધમાલ મોહક ખ્યાલ ખડો કરવા સાથ અત્યંત વ્હાલ આપવામાં આડો આંક વાળી દે તેવી હોય છે !

અહા ! શ્રીમંતોના સુખાનંદની સરિતા મુંબઇ ! ઉદ્યોગીઓની આશ્રયખાણુ મુંબઇ ! પ્રપંચી-તોફાની-મિજાજીઓની પોષકશાળા મુંબઇ ! દુર્વ્યસનીઓને દિલાસો દેનાર મુંબઈ ! ભકતોની ભીડ ભાગનાર મુંબઇ ! જાહોજલાલીની જન્મદાતા મુંબઇ! સટોરિયાઓને આબાદી તેમજ બરબાદી બતાવનાર મુંબઇ! પેટના પૂજકોને વિવિધ પાઠ પઢાવનાર મુંબઇ! ભીખારિયોની ભરતીરૂપ મુંબઇ ! અને કાર્યકુશળની કસોટી કરનાર મુંબઇ ! તારી પણ અજબ લીલા અને ગજબ પરાક્રમ છે !

વિવકી વાંચનાર ! એજ મુંબઇ આપણી આ વાર્તાનું ઉત્પત્તિ સ્થળ છે, એજ મુંબઇ આ વાર્ત્તાવિહારની રંગભૂમિ છે અને એજ મુંબઇ આ વાર્તાનું શાંતિસદન છે ! માટે આપ મહાશય મારી વિચારણાની વિકટોરિયામાં બિરાજી ભૂલેશ્વર–ત્રાંબાકાંટો–મહંમાદેવી–માધવબાગ–માંડવીબંદર–વાલુકેશ્વર વગેરે સ્થળોની રમુંજ નિહાળવા પધારો કે જેથી આપણુ બેઉને આનંદ પ્રાપ્ત થાય.

જુઓ, આ મહંમાદેવી, તાંબાકાંટો અને ભૂલેશ્વર કે જ્યાં ગાડીઓ અને પેદલોની ભારે ભીડ મચી રહેલી છે અને ત્યાં બે સમાન રંગરૂપવાળી–સમાન સ્થિતિવાળી–સમાન વયવાળી–અને સમાન પોષાકવાળી સુંદરીઓ દર્શનાર્થે વિચરતી છતાં તેમના વચ્ચે કંઇ મતભેદ પડવાથી એક બીજી–પરસ્પર વિનોદ સાથ વિવાદ કરી આલ્હાદને આધીન કરી રહેલી છે, તેઓનો સંવાદ સાંભળી મીઠી ગોઠડીઓનો આસ્વાદ અનુભવવા આપણુ ભાગ્યશાળી થઇયે.

એ બેઉ પૈકી એકનું નામ **વિદ્યાગૌરી** છે અને બીજીનું નામ **રમાદેવી** છે. એ બેઉ **સૂરત** શહેરની સુંદર મૂરત છે, એક નામાંકિત ઝવેરીના કુળભૂષણરૂપ એ બેઉ જણીઓ ખાસ સગા કાકાની દીકરી બ્હેનો છે, અને એકજ ધનાઢ્યના પુત્રો સાથે તેઓને પરણાવેલી છે, તેમજ એ બેઉએ એકજ સ્કૂલમાં સાથે રહી વિદ્યાભ્યાસ કરેલો છે; તથાપિ એ બેઉ વચ્ચે શ્યાથી મતભિન્નતા જન્મ પામી હશે ? કોણ જાણે ! પ્રભુ જાણે ! વાતથી વાકેફગાર થયા વિના શી રીતે જાણી શકાય ! માટેજ મારે આપને જણાવવું જરૂરનું છે કે:–

જેમ, કાતર અને સૉય બેઉ લોખંડની વસ્તુઓ હોય છે એટલુંજ નહીં પણ તે એકજ ખાણમાં પેદા થએલ તથા એકજ લુહાર ઉસ્તાદના હાથની તાલીમથી તૈયાર બનેલ છતાં બેઉના સ્વભાવ નીર નીરાળા હોય છે અર્થાત્ કાતર જ્યારે આખા કપડાને કાપી કાપી અલગ કરે છે, ત્યારે સૉય તે સઘળાંને એકઠાં કરી ઉમદારૂપ આપે છે, તેમ એ બેઉ સુંદરીઓમાં પણ તેવો તફાવત હોય તો તે સ્વાભાવિકજ છે. કંઇ એકજ માબાપનાં ને એકજ નિશાળમાં સાથે કેળવણી મેળવેલા બાળકો સરખા ગુણ–કર્મનાં નીપજતાંજ નથી. સદ્ગુણો કે દુર્ગુણોની પ્રાપ્તી તો પૂર્વજન્મના કૃત્યની પ્રેરણા હોવાથી ભિન્ન હોય તેમાં કંઇ નવાઇ નથી.

એ સૂરતમાં કયા ઝવેરીની પુત્રીઓ, પુત્રવધુઓ છે તે કહેવા હું ચહાતો નથી; કેમકે જીવતા મનુષ્યની સ્તુતિ કે કટાક્ષતા દર્શાવવી એ અયોગ્ય અને ઉન્નતિને આડે આવનાર પ્રકાર છે, સ્તુતિ સાંભળવાથી અહંકારનો આવેશ આવ્યા વિના, અગર કટાક્ષતા કાને પડવાથી ક્લેશ કંટાળો કે ક્રોધની હાજરી થયા વિના રહેતીજ નથી. અહંકારના આવેશથી ગુણમાં આગળ વધવાની આતુરતા ઓછી થાય છે અને કંટાળા ક્રોધની હાજરીથી દ્વેષ વિષાદનો વધારો થાય છે જેથી સુધારાને બદલે કુધારો થવા પામે છે; માટેજ એઓની ઓળખ ફકત નામ માત્રથીજ આપી આગળ અવલોકન કરાવીશ કે વિદ્યાગૌરીમાં વિવેકની અને રમાદેવીમાં રમુજની છત હતી. એથી પંથ પસાર કરતાં જ્યાં ને ત્યાં યાચકો ભીખારીઓ બ્રાહ્મણોની પ્રાર્થના સાંભળી રમાદેવી તેઓને પઇસા તથા ખાવાનું આપતી હતી, પણ વિદ્યાગૌરી તેમ કરતી ન હતી.

વિદ્યાગૌરીને પાત્ર કુપાત્રની પરીક્ષા હતી. કોને દ્રવ્ય આપવાથી શ્રેય થાય છે–લેખે લાગે છે–દેશોદય થાય છે–પરમારથ સધાય છે? એ વિદ્યાની જરાપણ જાણ બહાર ન હતું. લક્ષ્મીનો સદ્દુપયોગ કર્યો કયો કહેવાય અને દુરૂપયોગ કર્યો કયારે કહેવાય એ સઘળું વિદ્યા. સારી પેઠે સમજતી હતી; કેમકે એણીએ વિદ્યાની રહસ્યભરી તાલીમ મેળવવાથી અવિદ્યાનો અંત આણ્યો હતો.

પરંતુ રમાદેવી સારૂં ભણતર ભણ્યા છતાં સદ્દવિચારનું ચણતર તે ચણી જાણવામાં પછાત હતી. તેણીને લક્ષ્મીની કંઇક ખુમારી હતી, યશ કીર્તીના શબ્દો તેણીને વિશેષ પ્રિય હતા. યશોગાનથી તે ફુલાઇ જતી હતી. જેથી તે પાત્ર કુપાત્રને ન જોતાં મરજી મુજબ દાન દેતી હતી–એ વાત વિદ્યાને અરૂચિકારક હતી; છતાં તેણીએ મૌન ધારણ કર્યું હતું. કિંતુ દાન ન દેતી જોઇ **રમાદેવી** વિદ્યાગૌરીને કહેવા લાગી:—

" બ્હેન? વહાલી બ્હેન! આશા ભરેલ યાચકો વિમુખ જાય છે એથી શું પ્રાર્થનાભંગનું પાપ નથી લાગતું! શાસ્ત્રોજ કહે છે કે પારકાની પ્રાર્થનાભંગ કરવાથી પ્રાર્થના કરનાર પ્રાર્થનાની અવગણના કરનારને ત્યાં પોતાનાં પાપ મૂકી આગળ ચાલે છે. આશા કરનારને નિરાશા આપવી એ મહાન્ પાપ છે. આશાના આધારેજ આ બધો જગતવ્યવહાર ચાલી રહેલો છે. દુખી–રોગી–ચિંતાવાન

આશાને અવલંબી પોતાનો વખત ગુજારે છે, આશા વિશ્વના પ્રાણીઓને આનંદની ઉંઘ આપનારૂં પારણું છે તેમાં સર્વ જીવો ઝુલ્યાજ રહી આયુષ મર્યાદાને વળોટાવે છે અને ખચિત લાખો નિરાશાની વચ્ચે આશાનું કિરણ ઝળકી રહેલું જોઇ આનંદ અનુભવે છે. તો તેવી આશાને અંગિકાર કરનારા જીવોને કેમ સંતોષવા તરફ દુર્લક્ષ દાખવો છો ?" વિદ્યા બોલી:—

"ભદ્રિક ભગિની! તમારૂં કહેવું યથોચિત છે; પરંતુ તે સંબંધી સ્ફુટ વિવેચન કરી તમારૂં દિલ દુભવવા માગતી નથી. માનવ માત્રના વિચારો જુદાં જુદા હોય છે. આ નવ રસમય જગ નાટકશાળામાં રમનારા પ્રાણિયોને જુદા જુદા રસ તરફ રૂચિ જાગ્રત રહે છે. જેથી પોતપોતાની ઇચ્છાને આધીન રહે તો તેમાં બીજાને બોલવાનો અધિકાર શો? બીજાના વિચાર પર ત્રાપ મારવા કુદરતે કોઇને હક આપેલ નથી! માટે જેમ ચાલે છે તેમ ચાલવા દો. મારા કથનની તમને કે તમારી કથનની મને અસર થવી મુસ્કેલ છે; કેમકે જેના મનમાં જે ભાવના દૃઢ થઇ હોય છે તે છૂટવી દુષ્કર હોય છે. જો કે મને દાન દેવું અપ્રિય નથી; પરંતુ કોને આપવું કે કોને ન આપવું એ વિષેજ ફક્ત આપણ બેઉ બ્હેનોના વિચારમાં તફાવત છે, તે દૂર થવા પામશેજ નહીં." રમાદેવી બોલી:—

"બ્હેન વિદ્યાગૌરી! શું મારાથી પણ વિચાર ચોરી રાખી જુદાઇ બતાવવા માંગે છે? મને માઠું લાગનાર નથી. સુખેથી જે હોય તે સમજાવ. સાચું સગું કોનું નામ છે? જે સગું પોતાના સગાની ભૂલ સુધારી, ઇજ્જત વધારી, સુરસ્તે દોરી, સુખ દુઃખમાં દિલને ન ચોરી હમેશાં ઓછું વધતું માન કે બોલવું જોઇ વિકાર ભાવને ન ભજે અને સર્વદા સંપ સંતોષ સજી તરકટ—તકરાર—તુકબરી—જુદાઇ—તોછડાઇ તજે તેજ સગું ધન્યવાદને પાત્ર છે. નહિ કે જમવા વખતે આગળ, જમાડવા વખતે પાછળ, સુખમાં હાજર અને દુઃખમાં બેદરકાર રહી હાથે કરી લાજ લુંટાવે તે સાચું સગું ગણાય! માટે આપણી સગાઇને ઉજવળ કરવા મારી થતી ભૂલને સુધારો." વિદ્યાએ કહ્યું:—

"બાઇ! પ્રકૃતિ ને પ્રાણ સાથેજ જાય છે. છતાં પણ જો તમે ગુણગ્રાહી થઇ મારા માનનીય વચનોને માન્ય કરશો તો મારાં અહો ભાગ્ય સમજીશ. મારાંજ વચનો સાચાં છે, મારૂંજ કહેવું

માનો અને તમારૂં માનવું હું કબુલ રાખનારજ નથી એવો મારો દુરાગ્રહ નથી. આ મુગલાઇ કાયદો નથી. જો મારૂં કહેવું દાખલા દલીલથી પુરવાર થયું જણાય તોજ તે અંગીકાર કરવું. બ્હેન! આજે દાન અપાય છે તે ફક્ત કીર્તિદાન છે. કીર્તિદાન કાંઇ આત્મ-કલ્યાણ કે દેશ-કલ્યાણ કરનારૂં નથી; પરંતુ અહંકારનો આવેશ આવવાથી અને દાન લેનારે દ્રવ્યનો દુરૂપયોગ કરવાથી ઉલટા પાપના ભાગીદાર થવું પડે છે. સુપાત્ર દાન-અભયદાન-અનુકંપાદાન-જ્ઞાનદાન આદિ દાન પ્રશંસાપાત્ર છે. સારી જમીનમાં બીજ વાવવાથી જેમ ફળ આપનાર નીવડે છે, તેમ સુપાત્રને દાન આપવાથી ફળ મળે છે. પણ ખારી જમીનમાં તેમ કરવાથી ફળ હાથ આવતું નથી; પરંતુ બીજ બોળે જાય છે; માટે પાત્ર જોઇ દાન આપવું એજ યોગ્ય છે. આ તો ગાયને દોહી કૂતરાને દૂધ પાવા જેવું કાર્ય ગણાય છે." રમા દેવીએ કહ્યું:—

"તમારૂં કહેવું ખરૂં છે; પણ પાત્ર કુપાત્રની વિચારણા કરી દાન દેવું તો તો દાન દેવાનું જળ મૂકી દેવું એજ યોગ્ય છે. જ્યારે બિચારાં દુઃખિયાં-દરિદ્રી-કંગાલ હોય છે ત્યારેજ તેઓ રોયા જેવી શીકલ કરી આજીજી સાથ યાચના કરે છે. હલકામાં હલકું માંગવું છે; તોપણ તુંકારા ખાઇ-તિરસ્કાર સહન કરી આપણને ઉલટો બોધ આપી ડેલી પેપરની ગરજ સારે છે કે જ્યારે અમોએ કોઇને દાન આપ્યું નથી જેથી આ હાલ થયા છે માટે તમો દાન આપો, નહીં તો અન્ય ભવમાં અમારા જેવા હાલ ઉદય આવશે; માટે ચેતો ને દાન દો કે જેના લીધે આપદાનો અંત આવે. આપણે જે આપીએ છિયે તે દયાની ખાતરજ આપિયે છિયે. બ્રાહ્મણને લોટો આપ્યા પછી ને લોટાનો પૂજામાં-પાણી પીવામાં કે જાજરૂ જવામાં ઉપયોગ કરે તેમાં આપણને શું? જેની જેને જરૂર હોય તેની તેને ભેટ થાય તો તેને કેટલો બધો સંતોષ થાય અને આપણને લક્ષ્મી મળ્યાનો લ્હાવ મળે. જ્યારે ધન મળ્યા છતાં અનાથ-અતિથિ-ગરીબોને ન પોષ્યાં ત્યારે ધન મળ્યું તોય શું અને ન મળ્યું તોય શું? સંપત્તિ-વંતની સંપત્તિ પરોપકાર માટેજ છે. પેટ પોષવું કે પોતાના જનોને પોષવાં અથવા એશ આરામમાં ધન ઉડાવવું એ તો અવિવેકી પૈસા-નાં પૂતળાંઓની કારકિર્દી છે. સમજદારે તો બીજાઓના ભલામાં તન મન ધન અર્પણ કરી જીવન સફળ કરવાનું છે. લક્ષ્મીનું નામ

દોલત-દો લત-એ લાત છે એટલે કે તેની ભેટ થતાં તે છાતીમાં લાત મારે છે તેથી લક્ષ્મીવંતો-દોલતમંદો પશ્ચાત ભાગે ઝુકી જાય છે અર્થાત્ અહંકારી બનવાથી છાતી આગળ કહાડીને ચાલનારા થાય છે, અને દોલત જતી વખત પીઠમાં લાત વાગવાથી આગળ ઝુકી જતાં વાંકા વળી બેહાલવંત થઇ જાય છે. લક્ષ્મીની ત્રણજ રીતિ છે—દાન, ભોગ અને નાશ. દાન દેવું, ભોક્તા થવું અને ભોક્તા ન થાય તો તેના નાશ સાથે પોતાની આશાનો નાશ કરવો એજ ક્રમ છે, માટે મળેલી લક્ષ્મીનો જેમ બને તેમ લ્હાવ લેવો—બીજાને આપી ખુશી થવું અને સર્વનો આશિર્વાદ વ્હોરવો મને તો ઠીક લાગે છે."

**વિદ્યા** બોલી:—

"ક્લોરોફોર્મ સ્વાદમાં મીઠું હોય છે; પણ પરિણામમાં હદ ઉલ્લંઘી જવાથી મ્હોતની મૂર્તિ નજર અગાડી હાજર રહે છે. ઠીક લાગે છે; પણ તે પ્રમાણુસિદ્ધ નથી. પરિણામે હાનિકારક છે. માટે દાન તો સુપાત્રનેજ આપવું જોઇએ.

સુપાત્ર એ કહેવાય છે કે-જે ધર્મનિષ્ઠ-જ્ઞાની-ધ્યાની-ત્યાગી વિરાગી-વિદ્યાવિલાસી-દેશભક્ત-અશક્ત-સાધનહીન-દીન અગર ખરો અતિથિ હોય તેને અન્ન વસ્ત્ર પાત્ર આદિ આપવાં યોગ્ય છે. તેમજ ગરીબ બાળકોને ભણવાનાં સાધનો-સ્કોલરશીપ-ખાનપાન મળવાની બોર્ડીંગો-પાઠશાળાઓ-લાયબ્રેરીઓ-ફ્રીરીડિંગ રૂમો-ઉદ્યોગીને ઉદ્યોગમાં આગળ વધવા માટે રકમ આપવાની પેઢીઓ-અપંગ-અવાચક પ્રાણિયો માટે પાંજરાપોળો-ખોરાક પાણીની સગવડો હાજર રાખી તેમનાં કષ્ટ દૂર કરવાં તેજ લક્ષ્મીનો સદુપયોગ છે.

તીર્થની ઉન્નતિ કરવામાં-તીર્થની મરામ્મત કરવામાં-યાત્રીકોને રહેવા માટે ગોઠવણ ભરી ધર્મશાળા બાંધવામાં-તીર્થનું રક્ષણ કરવામાં, ધર્મસ્થળો બાંધવામાં-પરબડી-પાણીનાં સ્થળો ખુલ્લાં મૂકવામાં મફત દવાશાળાઓની પૂરતી સગવડ કરવામાં, અનાથ જીવોને અભયદાન આપવામાં-મરતાં-દુઃખ પામતાં બચાવવામાં અને સાર્વજનિક હિતનાં કામો કરવામાં જે ધન વાપરવું તે સદુપયોગ કર્યો મનાય છે.

ઉમદા ઉપદેશ ભર્યાં પુસ્તકો છપાવી તેનો જિજ્ઞાસુને લાભ આપવો, અથવા ઘેર બેઠાં બેઠાં મફત પુસ્તક વાંચવા મળી શકે તેવો બંદોબસ્ત કરી જ્ઞાનધનનાં સાધન સબળ કરવાં, અથવા તો ફરજિયાત કેળવણીને અમલમાં લાવી જ્ઞાતિબાંધવો-ધર્મબાંધવો-દેશ-

બાંધવોને સર્વ સાધનની સુલભતા કરી દેવી અને જેમ બને તેઓ દરેકને ઉંચામાં ઉંચી કેળવણી મેળવી દેશમાં દીવો નીવડે તેવી રચના રચવામાં ધનની આહુતી આપવી એજ લક્ષ્મીનો સદુપયોગ થયો મનાય છે.

તેમજ દેશિકારિગરો કે જેઓ ઇમીટેશન નહીં; પણ હાબેહુબ વિલાતી વસ્તુઓ જેવોજ નમૂનો તૈયાર કરી સારો-સસ્તો-મજબુત અને ઉપયોગી માલ બનાવી શકે છે તેઓ આશ્રય વિના આમ તેમ રખડતાં, ફરી નિરાશાદેવીનું શરણુ લેઇ ગ્હેલા હોય તેવાઓને નાણુંની અને અન્ય સગવડની પૂરતી મદદ આપવી તથા સદાને માટે રિસાઇ આ દેશની બે સુમાર દોલતને જીવપાનમાં જતી ઉદ્યોગ ખીલવી અટકાવી એજ લક્ષ્મીનો સદુપયોગ છે.

તથા હુન્નરશાળાઓ-કળાભવનો-ઓરફનેજો-અનાથાશ્રમો-નિરાધાશ્રમો-વનિતાવિશ્રામો-વિધવાશ્રમો-પાઠશાળાઓ-ધર્મશાળાઓ—દાનશાળાઓ-પુસ્તકશાળાઓ-લાયબ્રેરીઓ-જીવદયા ફંડો-પાંજરાપોળો દવાશાળાઓ-સુવાવડશાળાઓ-સુબોધશાળાઓ અને બીજાં પણ સાર્વજનિક હિત સાચવનારાં વિવિધ ખાતાંઓ-ફંડોને પૂરતી સહાયતા આપવી કે જેના લીધે તે તેના વ્યવસ્થાપકો કે સ્થાપકોને ધનવાનોની અગાડી યાચના કરવા જવી ન પડે અને વ્યવસ્થા સંપૂર્ણ રીતે સગવડતાવાળી થઇ લાભ મેળવે એજ લક્ષ્મીનો સદુપયોગ છે.

વળી પ્રાચીન મંદિરો-વિદ્યાકળાનાં સાધનો-પ્રાચીન કારીગરીના નમૂનાઓ-પ્રાચીન પુસ્તકો અને પ્રાચીન તીર્થો—ધર્મસ્થળો વગેરે મરામ્મત વગર-સંગ્રહ વગર—જાળવણી વગર-દેખરેખ વગર-દરકાર વગર દિનપ્રતિદિન અસ્ત વ્યસ્ત દશા-નાબુદ થવાની હાલત ભોગવવાની તૈયારીમાં હોય તેવાં મંદિરો-સાધનો-નમૂનાઓ-પુસ્તકો અને તીર્થ-ધર્મસ્થળો વગેરેનો પૂર્ણપણે ઉદ્ધાર કરવામાં ખૂબ ખંતવંત થઇ માત્ર મિટીંગો કરી-વાતોથી વરાળ કહાડી-ઠરાવોને ફાઇલમાંજ ઠરવા દઇ-અરધું પરધું કરી પડતું મૂકી નિર્માલ્ય-નિર્બલ-નિરૂત્સાહી બેસી રહેવા કરતાં જાતી-ભોગથી દાખલો આપી કાર્યસિદ્ધિનું રહસ્ય અન્ય હિતૈષીયોને આપવું એજ લક્ષ્મીનો સદુપયોગ છે. નહિ કે લાડી-ગાડી વાડીમાંજ કે આડી અવળી લાગણીઓમાં મન લગાડી દા'ડી દા'ડી નીતિને નસાડી ફક્ત વાહવાહનુ વાજિત્ર વગાડી દેનારનેજ પૈસા

કહાડી આપી અનાડીપણાને આદર આપવો અગાડીનો અગાડી રાખી લક્ષ્મીના કરેલા દુરૂપયોગને સદુપયોગ માની લેવો. આવું બોલવું સાંભળી **રમાદેવી** બોલીઃ—

"સુગ્ન બહેન! આપણને પરમેશ્વરે પૈસો આપેલો છે તો તેમાં શું ગરીબોનો ભાગ નથી! અગર આવાઓને આપવાથી પાપ થાય છે? કોઇ પણ રીતે કોઇનું ભલું થતું હોય કે આંતરડી ઠરતી હોય તો તે કામ કરવું એ ગૃહસ્થોની ફરજજ છે. મ્હેં જોઇને ચાંલ્લો કરવો એ તો મ્હારૂં ત્હારૂં છે. વરસાદ વર્ષે છે તે સારી નઠારી જગા જોઇ વરસતોજ નથી. સૂર્ય ચંદ્ર સર્વ સ્થળને પ્રકાશિત કરે છે, પવન સર્વને આનંદ આપે છે, અને પુષ્પ દરેકને સમાન સુગંધી આપે છે. તો જ્યાં કુદરતજ આપણને અભિન્નતાનું શિક્ષણ રજુ કરે છે ત્યાં આપણે ભિન્નતા ગણી અમુકને આપવુંને અમુકને નજ અપાવું એમ કહેવું એ શું માનવ જાતિના મારાપણાનું-ભાતૃભાવનું-કુલ્લ જીવો ભણી કરૂણા ને મૈત્રીભાવ દર્શાવવાનું માન કહેવાય?! જરૂર વિના કોઇ માંગણી કરતુંજ નથી. શું એ વ્યાપાર કોઇ સારો માની બેસે છે?" **વિદ્યાગૌરી**એ શાંતિથી કહ્યુંઃ—

ભલી અને ભોળી ભગિની! આપણી કમાણીમાં દરેકનો હિસ્સો છે અને અર્થીને આપવામાં હરકત નથી; પરંતુ જેને આપવું લાયક હોય—જે દયાને પાત્ર હોય—જે લેવાને યોગ્ય હોય—જેને આપવાથી લાભજ થતો હોય અને કોઇ પણ વિક્રિયાને કારણ ન મળતું હોય તો બેશક તેવાઓને અવશ્ય આપી આનંદિત થવું. પણ આ ભીખારિયોને આપવું એ તો દેશની દુર્દશા—પાયમાલી કરનારનું પદ મેળવવા બરાબર છે; કેમકે આ ભીખારિયો કંઇ ખરેખરા ભીખારીઓ નથી. એઓ કષ્ટથી પીડાતા નથી-દુઃખી નથી-નિર્ધન નથી-કિંતુ પૈસાદાર છે-માલમતાના ધણી છે-બદમાસો છે-ઠગારા છે-પ્રભુના વિસારેલા છે —વ્યાંપારી છે.મોજમજા માણનારા છે. જુગાર-રમત-ગમત-શરાબ-રંડીબાજી-નાટક ચેટક અને ખાણાપીણાની લ્હેજત ઉડાવનારા છે. એઓ આપણી અગાડી અનેક ફંદમય ચ્હેરા કરી-રોઇ-કરગરી-કાલાંવાલાં કરી-દુઃખમાં પુરાં રીબાતાં હોય તેવા ચાળા કરી આપણને ઠગી-આપણી આંખમાં ધૂળ નાંખી અન્ન-વસ્ત્ર-જોડાં-છત્રી-પૈસા-પુસ્તક લે છે અને તે પોતાના બાંધી રાખેલા વ્યાપારીને ત્યાં જઇ તે બધું વેચી પૈસા ગાંઠે કરે છે.

કોઇ ભયંકર દર્દથી પીડાવાનો ડોળ કરે છે, કોઇ અમુક મારૂં સગું મરી ગયું છે તેને દાટવા બાળવા કફન કાઢી મેળવવાનો ઠાઠ રચે છે, કોઇ સુવાવડીને સુવાવડમાં ખવરાવવાનો ઢોંગ મચાવે છે, કોઇ રસ્તામાં લુંટાઇ ગયાનો, રેલમાં, કાળમાં લાચાર થઇ પડયાનો, રાજ્યના દંડથી દંડાયાનો, ભણવા જ્ઞાતિ, જમાડવા ચોરાશી કરવાનો ધર્મસ્થળ–બાંધવા ગઉરક્ષા કરવા–સ્કુલ ખોલવા વગેરનો મુદો આગળ કરે છે. કોઇ પાંચ પગની ગાય બતાવી, જાદુના–કીમીયાના–ઇલમના–યોગના અને ત્યાગના ધતિંગ કદી ધૂતવાનું ધારે છે અને એ માટે અનેક વેષ ઢોંગ સોંગ તથા પ્રમાણીક આદિનો પાઠ ભજવી ભોળા ભલા ને આસ્તિક અથવા મોટાઇવંતનું ધન હરી પોતાનું ધાર્યું કરી લે છે. રોવું એ તો તેમની પાંપણેજ જાણે બાંધેલું હોય છે. કરૂણા. જનક સ્વર તો તેમણે સ્વાધીનજ કરેલો હોય છે. ચોબા, સાધુ, ફકીર વગેરેની ભાષા તથા ભેષભૂષણ તો તેઓ સારી પેઠે–જાણનારા હોય છે અને ઠગવિદ્યામાં બડાં કુશળ હોય છે. જેથી સ્હામાનું દિલ પીગળાવી દે છે અને મન ધાર્યું લે છે; પણ એઓમાં કેટલાક તો વાઘરી–કસાઇ–ચોરે–પરજિયા અને ઠગ હોય છે, તો તેવા પાપાત્મા, માંસ મદિરાના સેવકોને આપવાથી શું પુન્ય કે લાભ થવા સંભવ છે? એઓ પાસે ધન આવતાં અનાચાર સેવે છે, હિંસા કરે છે અને ઘોર કૃત્યોના ઘાટ ઘડે છે. કહો હવે એઓને મદદ આપવી યોગ્ય છે! પાંચ પગની ગાયો વાળા બાવાઓ કસાઇજ હોય છે અને ન્હાનાં ન્હાનાં વાછડાંઓને દુઃખ આપી તેમના પગ વગેરે કાપી ગાયના અમુક ભાગમાં કિંવા બળદના અમુક ભાગમાં ચીરા આપી જોડી દે છે. તેમાં કેટલાંક મરી જાય છે અને કેટલાંક જીવે છે. જે જીવ્યાં તે કમાઉ નીવડયાં માની પરદેશ નીકળે છે અને વિચિત્ર દેખાવ દર્શાવી ધન હરે છો શું એવાઓને દાન આપવાથી ગૌહત્યાનું પાપ લેવામાં ભાગીદાર નથી થવાતું! પાપ કરે છે, કરાવે છે અને પાપ કૃત્યનાં વખાણ કરે છે એ ત્રણે પાપનાં સરખાં ભાગીઆં છે એમ સર્વ શાસ્ત્રો સાક્ષી આપે છે.

ઘણાંક ભીખારીઓ મરી જાય છે અને જ્યારે જુરી કે પોલીસ તરફથી જડતી લેવા રૂપ તપાસ થાય છે ત્યારે ઘણાંઓની પાસેથી પુષ્કળ પૈસા નીકળે છે.

જોધપુરમાં એક ફકીર મરી જતાં તપાસ કરવાથી તેની ડોક-માંના તાવીજની અંદરથી એક લાખનું જવાહિર હાથ લાગ્યું જાણવામાં આવ્યું હતું. અમદાવાદમાં પગની જગોએ લાકડાનો પગ બનાવી ચાલનાર ભીખારી મરી ગયો હતો તેને દાટતી વખતે તે પગ અલગ કહાડવામાં આવતાં તેમાંથી પુષ્કળ રૂપયા હાથ લાગ્યા-ની વાર્તા ચર્ચાઇ હતી. ગણત્રી શું કરાવું; પણ ભીખારી કોઇ નાગું ભૂખ્યું નિરધન ખરી રીતે તપાસી જોતાં હોતુંજ નથી. સાચાં ભીખારીઓ કયાં છે? સાચા દાનના અધિકારી કોણ છે! આવા ભી-ખારીઓને મદદ આપવી એદે શતી પાયમાલીનુંજ પગથીયું છે; કેમકે વગર મુંડીથા-થોડી મહેનતથી, અને તદ્દન બેફિકરાઇથી જોઇતી ચીજ જડે છે તથા એનાથી તાગડધીન્ના કરવાનો સમય હાજર રહે છે એથી તેઓ ઉદ્યમ-વિદ્યા-હુન્નર-વ્યાપારને દેશવટો દે છે. અને એઓને દેશવટો મળતાં દેશમાં દારિદ્રય વધી પડતાં દેશની દુર્દશા થાય છે.

બ્રાહ્મણોએ ભીખની વૃતિમાં મજા જોવાથી પોતાની ઉચ્ચ પદવીનું ભણતર પડતર મૂકી દીધું, ભેખધારીઓએ સત્કર્મ છોડી દીધાં, કમાવાની કાયરતાવાળાઓએ માથાં મુંડાવી કે યાત્રાવાસી થઇ ભટ-કવામાં મજા માની. રળવાને તલ્લાક દઇ દીધી, ફકીરોએ ફિકર તજી દિમાગમાં દબદબો મેળવી દામ મેળવવા માંડતાં માલિકને ઠગવો શરૂ કર્યો અને ધર્મ પુન્યની ઓથથી ભારતવર્ષની ચોથા ભાગની વસ્તી બલ્કે તેથી પણ વિશેષ ભાગવાળાઓએ જનઠગાઇનો ધંધો આદરી દેશને દુર્ભાગી બનાવી દીધો.

જ્યારે એવા દેશદ્રોહીઓને મદદ મળવામાં આપણે શામિલ થઇયે ત્યારે શું તેથી આપણે તેમાં મદદગાર ન ગણાઇયે? અલબત ગણાઇયે જ! જો ભીખ માગનારને કોઇ કશું આપે જ નહીં કે પોલિસ તરફથી પકડી જેલમાં પૂરવામાં આવે તો તેઓ ભીખનો ધંધો મૂકી ગમે તે ખેતીવાડી કે વ્યાપારને વળગે; કેમકે પછી પેટ ભરવાનો માર્ગ ખુલ્લો કરવોજ જોઇયે. કોણ જાણે શાણી સરકાર એ કાયદો કેમ અમલમાં મૂકી હિંદની હાલત સુધારવા વિલંબ વંત રહી હશે.!

વિલાતમાં જે ભીક્ષાને લાયક હોય તે સર્ટીફિકેટ મળવાથી ભીખ માંગવા હક ધરાવનાર થઇ શકે છે. તેમાં પણ અહીંયાની પેઠે મગજ ખાઇ-પીછો પકડી-કાયર કરી-તુંકારા માર ખમી પૈસો મેળવે

છે, તેમ વિલાતમાં ન કરતાં કંઇ પણ કામ કરી ચૂપચાપ ઉભાં રહે છે જેથી ધનવાનો તેને મહેનતના બદલામાં યોગ્ય બક્ષીસ આપે છે. જાપાનમાં ભીખારી નજરે પડવાજ પામતાં નથી. ત્યાં સખ્ત બંદોબસ્ત છે કે ભીખ માંગનારને કેદજ કરવો, જેથી કોઇ ભીખ માગવા ચાહતુંજ નથી; પણ ઉદ્યમે વળગવાજ આતુર બને છે. કદાચ આંધળો હોય ને ધંધો કરવાની પોંચ ન હોય તો પણ પગચંપી કરી બક્ષીશ મેળવી ગુજારો ચલાવે છે; નહીં કે તેવાઓને પણ મફત કંઇ મળી શકે છે. અને એથીજ તે દેશ ભીખારી વિનાનો હોવાથી દેશ દેદીપ્યવંત થયેલ છે. પરંતુ હિંદુસ્તાન તો ભીખારીઓથીજ ઉભરાતું દેખાય છે એટલે પછી ઉદ્યોગને રોગ લાગુ થતાં દેશ દીનદશાવંત બનતોજ જાય છે. સાંભળવામાં આવ્યું છે કે મુંબઇ મ્યુનીસીપલ કોરપોરેશન મુંબઈને ભીખારીઓના કંટાળાથી મુક્ત કરવા કંઇ મક્કમ માર્ગ હાથ ધરવાના યત્નમાં જ છે. તેમજ મુંબઇસમાચાર, સાંજવર્તમાન, ક્રોનિકલ, ગુજરાતી, આદિ માનવંતાં પેપરોએ પણ એ ચર્ચા ઉઠાવી હતી. ઇચ્છું કે પરમાત્મા એ વિચાર પારપાડે અને હિંદને ઉદ્યોગમાં ઝલકતો કરવાનો વખત દેખાડે એટલે આનંદ આનંદ!

અત્યારે તો ભાગ્યાના ભેરૂ ગોપીચંદન કે ગેરૂ મુખ્ય ગણાઇ રહેલ છે. ત્યારે વિચાર કરો કે આપણે આવાઓને પાત્ર ગણવાં કે કુપાત્ર ગણવાં યોગ્ય છે? **રમાદેવી** આશ્ચર્ય સાથે કહેવા લાગી:—

અરરરર! શું આવો જુલ્મ—અંધેર—ઠગાઇનો દોર ચલવનાર આ છે! જો એમજ હોય તો કહેવુંજ પડે છે કે આમને મદદ આપવી એ દેશની-દેશીભાઇઓની અને ખુલ્લામાં કહું તો ધર્મસાથ વિશ્વની પાયમાલી કરવા બરોબર છે! હાય! હાય! આટલા દિવસ હું અંધારામાંજ રહી એવાઓ પર મેં દયા દર્શાવી છે! મોટી ભૂલ કરી છે! અક્કલ અને ધનનો દુરૂપયોગ કર્યો છે! સ્વદેશનું સત્યાનાશ વાળવામાં શામિલગીરી કરી છે! અને પાપને પોષી અસદ્ગતિને આમંત્રણ આપ્યું છે! બ્હેન! જ્ઞાની ગુરૂ સ્વરૂપ બ્હેન! બસ હવે મને સુખચેન મળે-કરેલાં કામોનું પાપ ટળે-દેશની દુર્દશા દળે-વિશ્વની વેળા વળે અને આર્યોની આશા ફળે એવો માર્ગ બતાવ કે જેથી લક્ષ્મીનો તે તે માર્ગમાં સમજપૂર્વક સદુપયોગ કરી જીવન સફળ કરૂં." **વિદ્યાગૌરી** બોલી:—

"બ્હેન રમાદેવી! ઉદારતા એ સારૂં નામ મેળવવાનું સાધન છે અને અહેસાન એ સુખ તથા સંપત્તિ મેળવવાનું કારણ છે. કુળ-

વંત મનુષ્યોમાં ઉદારતા અને સખાવત એ સર્વથી ઉત્તમ ગુણ ગણાય છે, એટલુંજ નહીં પણ જેનામાં એ ગુણ ન હોય તેનું મૃત્યુ થવું એ જીવતર કરતાં સારૂં છે. જ્યાં લગી કંજુસાઇની કેદમાંથી માલમતા મુક્ત થાય નહીં ત્યાં લગી કીર્તિ અને શ્રેષ્ઠતા હાથમાં આવતાંજ નથી. તે દાનનો વ્યાપાર બધા કરતાં અત્યંત નફો આપનાર છે કે જેમાં એક પૈસાના બદલે અનંત પૈસા હાજર થાય છે. લોકોને પૈસાદાર વ્હાલો નથી; પણ જે દાતાર હોય તે વ્હાલો લાગે છે. સમુદ્ર પાસે પાણી પુષ્કળ છે; પણ તેના કરતાં પાણીને વરષાવી દેનાર મેઘ વધારે વ્હાલો લાગે છે; તેનું કારણ ફક્ત એજ કે સમુદ્ર પાણીનો જત્થો જાળવી રાખનારોજ છે અને વર્ષાદ સર્વની ઇચ્છા પૂર્ણ કરનાર છે; માટે જે ધનથી સારાં કામો થયાં કિંવા કોઇનો ઉપકાર થયો તેજ ધન વખાણવા લાયક છે. જે ધનવાન છતાં દાન કરતા નથી તો તેઓ મોટા કંગાલોની લાઇનમાં જ ગણાય છે. માટે જ કહ્યું છે કે:—

પાની બાઢયો નાવમેં, ઘરમેં બાઢયો દામ;
દોઊ હાથ ઉલેચિયેં, યહી સયાનો કામ.

અર્થાત્ નાવ—બોટ—જહાજમાં પાણી ભરાઇ આવતાં વધ્યું હોય તો તેને અને ઘરમાં વધેલા પૈસાને બેઉ હાથથી ઉલેચવા માંડવું એજ ડાહ્યા પુરૂષોનું કામ છે; કેમકે નાવમાં વધેલું પાણી ન ઉલેચવાથી નાવ ડૂબવાની હાજરી હાજર રહે છે અને વધેલો પૈસો ન ખર્ચવાથી અંતે તે નાશ થતાં પોતાના નાશની તક પણ હાજર રહે છે; માટે ખેરાત કરી સારી નામની મેળવવી એજ વધારે ઉત્તમ છે. લક્ષ્મીવડે સુખનો અનુભવ કરવો, દ્રવ્યનું દાન દેવું, માનવા યોગ્ય સુપાત્ર પુરૂષોને માન આપવું અને સારા જનોની—મિત્રોની ભક્તિ કરવી: કેમકે લક્ષ્મી ઘણા આકરા પવન ઝપટથી વ્યાકુળ થયેલી દીપશિખા જેવી ચંચળ છે, જેથી બુઝાતાં વાર લાગતી નથી; માટે ચાલતી નદી વખતે પ્યાસા પ્રાણીઓને પાણી પાઇ આનંદ માનવો એજ સર્વોત્તમ સમજ છે.

પરોપકાર માટે ધન તો શું પણ જીવનને કુરબાન કરી દેવું કે જે અમર નામના અર્પે છે. ધન તો નાશ થનારજ પદાર્થ છે તો પછી તેનો લાભ તાકીદે લેવો એજ લેખે છે. સૂર્ય ચંદ્ર મેઘ વૃક્ષ નદિયો ગાયો અને સુજનો એ સહુને કુદરતે ભૂમિપર પરોપકાર

માટેજ સરજેલાં છે. ઉપકાર ન કરનાર માણસ કરતાં તરખલાને હું ઉત્તમ માનું છું; કારણ કે તે ઘાસ થઇને પશુઓને પોષે છે અને લડાઇના મેદાનમાં બ્હીનેલા પુરૂષને બચાવે છે. પરોપકાર વિનાના મનુષ્યને ધિઃકાર છે અને પશુઓને ધન્ય છે કે જેઓનું ચામડું પણ ઉપકાર કરે છે. બાઇ! જેથી દાન આપવા માટે કે પરોપકાર માટે હું એ મત ધરાવતી નથી; પણ જેમાં એ મત ધરાવું છું તે એજ કે જે આપવું તે સાચા પાત્રને જોઇને જ આપવું.

હાલમાં સાધુઓ પુસ્તક ભંડાર કરવા કે લાયબ્રેરી કરવા પુસ્તક કે રકમ એકઠી કરે કરાવે છે અગર પંડિત રાખી ભણવાના પગાર મેળવે છે, કે લહીઆઓ પાસેથી અથવા બુકસેલરો પાસેથી પુસ્તકો ખરીદવાની યોજના યોજે છે; પણ તે બધું ધતિંગ રૂપજ છે. વૈદ્યગાંધીના સહીઆરા જેવુંજ એ કામ છે—એ માટે મેળવેલા પૈસા અન્ય બાબતના એશઆરામમાં વપરાય છે; કે આપનાર પુસ્તક અપાવી પાછો વળ્યો કે થોડીજ વારે તેને ત્યાં પાછો પ્હોંચી તે લહિયા કે બુકસેલરને આપી દઇ પોતાના ઠરાવ પ્રમાણે પૈસા પતાવી લે છે. અને એવીજ રીતે નિત્ય નવા નવાઓને કોમળ—પરિણામી કરી પોતાના પ્રપચીવ્યાપારને ખિલવી સારી રકમ મેળવે છે. જોડા કપડાં સીધું છત્રી વગેરેની માંગણી પાર પાડીને પણ ફૂલગલી કે ચોર બજારમાં તે બધું વેચે છે અગર તો તે પોતાના બાંધેલા વ્યાપારિયો (કે જેને રૂપિયાનો માલ આઠ આને કે બાર આને મળતાં ફરી સવાયા દોઢા દામ મેળવી શકે તેઓ) તુરત લઇ દામ આપે છે અને એઓ કહેવાતા ગરીબો તે મળેલા પૈસાથી દારૂ પીવા માંસ ખાવા અનાચાર સેવવા આદિનો વ્યાપાર હાથ ધરે છે. કહો હવે એવાઓને ધન આદિની મદદ આપવી એ લાભકારી ને લાયક છે કે કેમ? તે તપાસી જુઓ. આપણી આપેલી મદદથીજ આપણને પાપના હિસ્સેદાર બનાવે છે જેથી આવાઓને આપવું હિતકર નથી એમ મારૂં તો માનવું છે.

મદદ આપવી યોગ્ય છે કે-તે જીવોને કોઇનું શરણ નથી-કોઇની મદદ નથી-કોઇનો વસીલો નથી અને તે મદદ માત્ર પોતાની જરૂર જેટલી ચાહી પાછા ઉઋણ થવા ઇચ્છા રાખે છે તેવા ત્યાગી કે ઘરબારી કે ગરીબ માનવને અન્ન-વસ્ત્ર-પાત્ર-દવાની જરૂર જણાતાં જરૂર મદદ આપી તેમના પ્રાણ અને ઇજ્જતને બચાવિયે કે જેથી

તેઓ સત્કાર્ય-પ્રભુસ્મરણ-ધર્મક્રિયા-ભજન આદિ કરી આપણને સારો બદલો ( એકગણા પુન્યથી હજાર ગણો બદલો ) આપવા ખંતવંત રહે છે. તેમજ ઑનરરી પદ લઇને ગાંઠનું ખાઇ-સ્વાર્થ સાધવાની નિગાહ ન રાખતાં ફક્ત સાર્વજનિક હિતના ખાતાને દીપાવાજ મચ્યા રહે તેને મદદ આપવી, અથવા તો ગાયો-કૂતરાં-કબુતર-ચકલાંઓને ભૂખમરાથી બચાવવાં, કિંવા તેમને મરણના મુખમાંથી છોડવવાં તેમના રક્ષણ માટે યોગ્ય ઉપાયો યોજવા અથવા અનાથ બાળકો-ગરીબ બાળકોને વિદ્યાકળાનાં સાધનો પૂરાં પાડી તેમને સારાં લાયક બનાવવાં કે જેથી તેઓનું અને દેશનું ભવિષ્ય સુધારે માટેતેમાં તન મન ધન અર્પવું. અથવા મુફત મળી શકે અગર તદ્દન સસ્તાં મળી શકે તેવી ગોઠવણ ભર્યાં દયા-નીતિ-વિવેક-જ્ઞાન-વ્યવહાર-વ્યાપારને ઉત્તેજિત કરનારાં પુસ્તકો પ્રસિદ્ધ થવા ઉપરાંત તેમની યોગ્ય વ્યવસ્થાથી જિજ્ઞાસુઓને મળીજ શકે તેવી ગોઠવણ-સગવડ કરવી, અથવા જે જે અસહ્ય કષ્ટથી જ્યાં જ્યાં જનો જનાવરો પીડાતાં હોય ત્યાં ત્યાં તેને અપાર કષ્ટમાંથી બચવા પામે અને હમેશને માટે કરેલી યોજના હયાતી ભોગવી જનહિત સાચવી શકે તેમ કરવું. અથવા તો દેશી-જ્ઞાતિ-બાંધવોને ધન વગેરેથી મદદ આપી તેમને સારે માર્ગે ચડાવવા-અયાચક કરવામાં મમતા રાખવી તેજ ખરી દયા છે, તેજ ખરી લાગણી છે, તેજ ખરી સખાવત છે, અને તેજ લક્ષ્મીનો ખરો સદુપયોગ છે ! નહીકે ખાખી-બાવા-ફકીરને ગાંજો—તમાકુ-અફીણ-માજમ-ભાંગની હાજત પૂરી પાડવા, ખાનપાન પોષાકનો શોખ પૂરો પાડવા મદદ આપી અનીતિને ઉત્તેજન આપનાર ગણાવું ? અથવા લોકો વાહવાહ કહે તેથી ફૂલાઇ ખેરાત કરવી-સખા કહેવરાવવું તે તદ્દન અયોગ્યજ છે. એવા કામમાં વાપરેલી લક્ષ્મી દુરૂપયોગમાં વપરાણી-દેશની પાયમાલીમાંજ મદદગારિણી થઇ અને પાપને પોષનારી નીવડી એમજ માનવું એ યોગ્ય છે.

કેટલાક ફંડોના વહીવટકારો પરગજુપણું બતાવી-પરમાર્થનો ડોળ બજાવી-સ્વાર્થ સાધી તેનાજ પૈસે વ્યાપાર ચલાવી મોજમજા ઉડાવી લોકોને અંધેર પછેડો ઓડાડી રહેલા હોય છે. તેવા ફંડોમાં નાણાની રકમ આપી ફૂલાપણું દેખાડવું એ પણ નકામું જ છે.

જ્યાં સારી વ્યવસ્થા છે, જ્યાં સારી પૂરતી દેખરેખ છે, જ્યાં આત્મ ભોગને સ્વાર્થની આહુતી અપાય છે, જ્યાં પરમાર્થ સાથેજ

પ્રીતિ છે અને જ્યાં દિનપ્રતિદિન ઉન્નતિ ક્રમને હાથ ધરી યાલીમ સાથ ફતેહ મેળવી રહેલ છે ત્યાં અવશ્ય મદદ આપવી એ ખરેખર લક્ષ્મીનો સદુપયોગ છે.

ડાકોરજી ગૌરક્ષણ–ગૌશાળાના નામથી તથા અમદાવાદ અને મારવાડ જંકશન વગેરે સ્થળે ગોપાલનના કામથી હજારો રૂપિયા મેળવી ગોપાલનને બદલે ગો એટલે ઇંદ્રિયોનું પાલન પોષણ કરવામાં આવ્યું અને જ્યારે ભોપાળું અજવાળામાં આવ્યું ત્યારે જેલની સ્હેલધા પણ કેટલાકોને કરવાનો વખત હાજર થયો તેવા સમાચાર પણ કાન પર અથડાયા. વિચાર કરો કે એ વિષે અપાયલા ધનનો સદુપયોગ થયો કે દુરૂપયોગ થયો તેનો જાતેજ વિચાર કરી લ્યો. કાર્યની પ્રતીતિ મેળવ્યા વિના મદદ આપવી એ પણ અનર્થને ઉત્તેજન આપવાની ગરજ સારે છે. ઉપરનો ભપકો રૂપ રંગ જોઇ આદર આપવો એ પણ મોટી ભૂલ છે. બાહ્ય રૂપ ન જોતાં અંતરંગ ગુણને નિહાળિયે તો વધારે લાભ કારી છે. કહ્યું છે કે:—

( સુંદર સારાં નાદિર ન્યારાં ઝરીનાં તેલો સહુને પ્યારાં–એ રાહ, )
નહિ ! નહિ ! લાલચાઓ લોભાઓ ખાલી નૌતમ રૂપ નિહાળી.
રૂપ રૂવાબથી રીઝીને નવ, ટાપ ટીપ પર ટાંપો;
ગુણગૌરવતા ગોતી બેશક, આદર અતિશય આપો. નહિ ! નહિ. ૧
આવલફૂલ અત્યંત રૂપાળાં, સુવાસ ગુણવિણ જગમાં;
અંગિકાર ન કરે કોઇ એથી, પીલાએ છે પગમાં. નહિ ! નહિ. ૨
ઇંદરવરણું અતિ મનહર પણ, કટુતા દુર્ગુણ દેખ્યાં;
તિરસ્કાર તેનો કરી તુરતજ, નાંખે સર્વ ઉવેખી. નહિ ! નહિ. ૩
ગુણથી રૂપ ગણાએ રૂડું, ગુણ વિણ રૂપ નકામું;
ગુણિની પૂજા થાય ધરોધર, ન જુએ નિગુણિ સ્હામું. નહિ ! ૪
કંચન પીતળ કાચ મણિ ને, પારસ પત્થર અંદર:
અંતર પૂર્ણ પણે ગુણનો છે, ગુણ ગુરૂતાનું મંદિર. નહિ ! નહિ. ૫

માટેજ કહેવાની ખાસ જરૂર છે કે પાત્ર જોઇ–ગુણ જોઇ—લાભ જોઇ–દાન આપી લક્ષ્મીનો લ્હાવ લેવો કે જેથી ઉભયભવનો ઉદ્ધાર થાય છે.

કેટલાક જનોએ પોતાના પૈસા કૂતરાંઓનું, ઉંદરોનું, પંખીઓનું નિકંદન કરવા માટે, લીલાં વૃક્ષોને કાપવાના કાંટ્રાકટર માટે; ઇંટા–ચુનો–નળીઆં પકવવાની ભઠ્ઠીઓને મદદ મળવા માટે, મોટું માન મેળવવા માટે

**ચોર–જુગારી–દુરાચારી ને દુર્વ્યસનીઓ તરફથી લાભ લેવા માટે અને ન્યુસપેપર દ્વારા જલ્દી જાહેરમાં આવવા માટે નાણાંનો ઉપયોગ કરવામાં આવે છે એ શું લક્ષ્મીનો સદ્‌ગતિકારક ઉપયોગ છે.**

અલબત્ત સદુપયોગ એ છે કે, દેશોદ્ધાર–ધર્મોદ્ધાર–તીર્થોદ્ધાર–લોકોદ્ધાર–જ્ઞાનોદ્ધાર અને હુન્નરોદ્ધાર માટે જોઇતાં નાણાંની સખાવત કરી તથા તેની અવસ્થાનું પૂર્ણ અવલોકન કરી અને પુનઃ તે સંસ્થાની પડતી ન આવે તેવા રૂપપર લાવી સંતોષ મેળવી લેવો.

જુઓ **અમદાવાદમાં** મહિપતરામ રૂપરામ **અનાથાશ્રમ** કે કે જેમાં અનાથ બાળકોને ઉછેરી વિદ્યા હુન્નર હાથ કરવામાં આવે છે. તેમજ **ગુજરાત પૈસા ફંડ** કે જેના વડે રાત્રીની વખતે મફત શાળાઓ મારફત સાધારણ સ્થિતિ વાળાઓને ઇંગ્રેજી વગેરે ભણાવવામાં આવે છે. તથા **બ્હેરા મુંગાંઓની શાળામાં** આંધળાઓને ભણવું—વાંચવું, શીવવું, ગુંથવું વગેરેનું સારૂં શિક્ષણ આપવામાં આવે છે. **નડિયાદ, વડોદરા** અને **સિદ્ધપુરમાં** પણ નિરાધાર બાળકોને ઉછેરી સારૂં શિક્ષણ આપવા યત્ન ચાલુ રહેલ જણાય છે. **વનિતાવિશ્રામોમાં** અને **સેવા સંદન**તથા **ગુરૂકુળોમાં** પણ સારી આર્ય પદ્ધતિને પોષણ મળવાના પંથ ખુલ્લા રાખવામાં આવેલા છે. કેટલીક **બોર્ડીંગોમાં** પણ સારી વ્યવસ્થા સાથ સ્વજ્ઞાતીનાં સામાન્ય સ્થિતિવંત બાળકોને ખાનપાન જ્ઞાન આદિની સગવડતા સાચવવામાં આવે છે. રણછોડભાઇ લેડી હોસ્પીતાલમાં **સુવાવડ હોલમાં** પ્રસૂતાની ઉત્તમ માવજત સાચવવવામાં આવે છે. તથા **મુંબઇ લેડી નાથકોટ ઓર્ફનેજમાં** અનાથ બાળકોને ઉત્તમ માવજત સાથ ઉછેરી તરેહ તરેહનું શિક્ષણ આપી તેઓની મન—તન શક્તિને સબળ કરવામાં આવે છે. તેના અંગે સારા પાયા પર છાપખાનું પણ ખોલવામાં આવ્યું છે અને તેમાં મુદ્દતસર સારૂં કામ થાય છે જેથી તે સંસ્થાને સારો આશ્રય મળે છે. તેમજ તે સંસ્થાને મદદ આપનાર–તેની વ્યવસ્થા કરનાર અત્યાર સુધી સારી કાળજી ધરાવી રહ્યા છે, જેથી સારા ઠાઠથી તે સંસ્થા શોભાયમાન જણાય છે. **મુંબઈમાં કચ્છી દશા ઓવાળ બોર્ડીંગમાં** પણ બાળકો માટે ઉત્તમ રીતે વ્યવસ્થા જાળવ્યા સાથ ઉમદા વિદ્યાધ્યયન કરાવવા માટે કાળજી રાખવામાં આવે છે. તથા તેજ જ્ઞાતિ

તરફથી ( છાપખાનું ) અને ચોપડા બાંધવાનું ખાતું ખોલવામાં આવ્યું છે, જેમાં છાપખાનું ન્હાની સ્કેલપર હોવા છતાં એક સારા છાપખાનામાં થતા સારા કામની હરીફાઇમાં સરસાઇ મેળવી રહેલું છે છતાં બીજાઓ કરતાં ભાવ વાજબી રાખી ફક્ત ગુણગ્રાહક અને શુભચાહક ગ્રાહકોનું (નજીવા કામ માટે નાહક દિલ ન દુભાવતાં) મન માનતી રીતે મન જાળવવામાં પૂરેપૂરી ખંત રાખવામાં આવે છે. તેમજ ચોપડા બાંધવા, પુઠાં બનાવવાં, કાચી પાકી બુકો તૈયાર કરવી, રંગ બેરંગી કેલેંડરો બનાવવાં વગેરે કામ કરી દેવામાં ઉમદા સગવડ કરવામાં આવેલ છે. જો કે અત્યારે કાગળોનો પુંઠાંનો અને બંધાઇનો ભાવ હદથી વિશેષ તેજ થઇ પડયા છતાં અને દશ રતલ ફેર બીજાઓ માલ આપે છે તેવા વખતમાં મજકુર ખાતું સમય અને બીજા વ્યાપારીઓના મુકાબલામાં સસ્તુ સારૂં ટાઇમસર અને દિલપસંદ કામ કરી નામના મેળવવાજ મચી રહેલ છે અને દિન પ્રતિ દિન ઉન્નતિના માર્ગ તરફ વિશેષ વિશેષ ક્રમને લંબાવી સંસ્થાનો ઉદય ઇચ્છી રહેલ છે એ અત્યંત આનંદનો વિષય છે ! કહ્યું છે કેઃ—

( ગીતી છંદ. )

ચડતી સહુની ચાહો, પડતી ન ચાહો રિપુની પણ ચિતમાં;
ઉચ્ચાશય અવગાહો, હર્ગિઝ રહેવું હરેકના હિતમાં !

માટે મજકુર સંસ્થાનો વિજય ઇચ્છી કહેવા માંગું છું કે દરેકને છપાવવાની અને ચોપડા બંધાવવા–ખરીદવાની અવશ્ય આવશ્યકતા હોય છે જ તો તેઓએ આવા ખાતામાંથી ખરીદી કરવી. અથવા છાપવાના કામોના ઓર્ડર આપવા અગર તે માટે બીજાને ( ખરીદવા, છાપવાની )—બીજા તમારા મિત્રો અને સંબંધીઓના સંબંધીઓને પણ ખાસ ભલામણ કરવી કે જેના લીધે એકથી બીજે કહેતાં કહાવતાં પરિણામે હજારો જણની જાણમાં એ વાત આવતાં લાખો ગૃહસ્થજન અલબત્ત પરમાર્થના ભાગી થઇજ શકે છે. કોઇ પણ પાસેથી માલ લઇયે તો પણ પૈસા તો આપવાજ પડે છે, તો

* ઉપરના ખાતા તરફથી શાં શાં કામ ઉમદા તદબીરથી ઓર્ડર મુજબ વાયદા અને ફાયદાસર થાય છે તેની માહિતી મેળવવા પુંઠાપરની જાહેર ખબર જરા ધ્યાનપૂર્વક વાંચવા મહેરબાની કરો !

પછી આવા ખાતાને શા માટે ઉત્તેજન આપવા-માલ ખરીદવામાં મનને ન પ્રેરીએ? કેટલાકો કહેશે કે અમારા જુના કામ કરનારને બદલી બીજા ખાતાથી નાતો બાંધવો અમને પસંદ નથી. તો કહેવાની જરૂર છે કે, જૂનો પોશાક-જૂનાં ઘરેણાં-જૂના રીત રિવાજ-અને જૂની ઢબછબને શા માટે નવો જમાનો જોતાં બદલી દીધી છે? આ સ્થિત્યંતરવાળા સંસારમાં પળે પળે શરીરમાંના પરમાણુઓ—રજકણો બદલાય છે-શરીરની અવસ્થા બદલાય છે-રંગરૂપ બદલાય છે-ઓઢીચાલી રૂઢી બદલાય છે-મકાન-દુકાન-વ્યાપાર આચાર વિચાર બદલાય છે, અને ટુંકામાં કહિયે તો સમય આવતાં આ શરીરને પણ બદલામાં અન્ય શરીર ધારણ કરવું પડે છે, માટે બદલવાનો કાયદો તો વાયદા વગર ઇલાયદા કાયદાને માટે કુદરતેજ નિર્માણ કરેલો છે, તો પછી આપણને લાભનું કારણ-પરમાર્થનું કારણ-દેશ જ્ઞાતિના હિતનું કારણ જણાતું હોય તો બેશક વગર વિલંબે બદલી એવાં ખાતાંઓને ઉત્તેજન આપવુંજ જોઇયે છે. આ શિવાય **બોમ્બે વિક્ટોરિયા મેમોરિલ** ફંડ કે જેમાં આંધળાઓને ખુરસી-કોચ વગેરેમાં નેતર ભરી તૈયાર કરવાનું કામ સુંદર પ્રકારે શિખવાડવામાં આવે છે જેથી તેઓ અંધમંડળો ભૂમીને ભારરૂપ થવા પામતાં નથી માટે તેવાં ખાતાંઓને નભાવવા માટે શક્તિ મુજબ રકમ આપવી અગર દરેક ગૃહસ્થોએ થોડીઘણી વાર્ષિક રકમ આપવી શરૂ કરવી અથવા પૂરતું કામ આપી અપાવી દેવાની ખાસ ભલામણ કરવી કે જેથી વારે વારે તેવાં ખાતાંઓને યાચના-મદદ કહો કે ઉંચા પ્રકારની ભીખ કહો, પણ તે માંગવાનો વખત ન આવે તેવી ખાસ યોજનાઓ યોજવા ધનવાનોએ પૂરતું ધ્યાન આપવું ઘટે છે અને એમ કરવાથીજ મળેલી લક્ષ્મીનો ખરો સદુપયોગ થયો મનાય છે. તેમજ કોઇ પણ જ્ઞાતિનો કોઇ પણ શોધક-કવિ-લેખક-પંડિત પોતાની શોધ ખોળ કે હુન્નર કિંવા કાવ્ય લેખમાં ફતેમંદી ચાહતો હોય કે ફતે પામ્યો હોય છતાં પૈસા વગેરે સાધનની ગેરહાજરીને લીધે પછાત પડતો હોય—વધા કળાને ખિલવી વિકાસમાં ન લાવી શકતો હોય કે જનસમાજનું શ્રેય ન જાળવી શકતો હોય તો તેવા શોધકો, વિદ્વાનોની-કળાકૌશલ્યકારોની ખબર મળતાં તેમની કૃતિ માટે પૂરતી માહિતી મેળવી જે યોગ્ય જણાય તે મદદ આપી પૂરતી દેખરેખ સાથ વિજયના બંદરે પહોંચતાં લગી ધ્યાન આપવું કે જેથી દેશને તારનાર શોધકો-વિદ્વાનો-હુન્નરિ-

ઓનો ઉદ્ધાર થતાં દુનિયાને અને રાજ્ય કર્ત્તાને અજબલાભ આપી શકે છે.માટેજ પુનઃ પુનઃ કહું છું કે આવા બનાવટી-પ્રપંચી બાવા-સાધુ-ફકીર અને ભીખારીઓને મદદ ન આપતાં તેમને ઉદ્યમ આધીન કરાવવાનાજ માર્ગ ખોળવા અને ઉપર કહી ગયા તેમાં સાર્વજનીક ઉપયોગી ખાતાંઓને-દેશોદ્ધારક સંસ્થાઓને અને વિદ્યાકળા વિલાસીઓને અવશ્ય યોગ્ય મદદ આપી લક્ષ્મીનો સદૈવ સદુપયોગ કરવો કે જેના લીધે જીવન સફળ થઇ ઉભય જન્મ ઉજવળ થાય છે !

બ્હેની ! આજે વધારે વખત થયો છે: તો પણ ઉપયોગી બાબત ચર્ચાઈ છે; છતાં કોણે કોણે લક્ષ્મીનો સદુપયોગ કર્યો ? અને તેથી શું શું લાભ પ્રાપ્ત કર્યો ? તે સંબંધી દાખલા દલીલો અત્ર જાહેરમાં લાવવાની જરૂર છે; પણ અત્યારે આટલેથી જ વિરામી-બીજી ભેટ વખતે તે બાબત ચર્ચાવી આનંદ મેળવીશું." **રમાદેવી** બોલી;—

"ધન્ય છે સુજ્ઞ બ્હેની ! અનંતાનંત ધન્ય છે કે જે આવો સદ્બોધ આપી તન મન જીવન અને ધનનો દુરૂપયોગ થતો હતો તે અટકાવી સદુપયોગનું સરસ શિક્ષણ સમર્પ્યું એથી મને લક્ષ્મીના સદુપયોગ સંબંધી સારૂં જ્ઞાન સ્વાધીન થયું છે; પરંતુ આતુરતા અતિ વધી છે કે તે દાખલા દલીલો સાંભળવાનો જલ્દી સમય પરમાત્મા બક્ષે અને તેનાવડે મારૂં મન રસબસ રહે એજ ઇચ્છું છું. બસ અત્યારે તો આપણુ બેઉ એજ કહીશું કે:—

( મોહી રહ્યો છું મંદ હાસ્યમાં—એ રાહ. )

લક્ષ્મિનો લલિત લ્હાવ લઇયે, સુરંગ સાથ, લક્ષ્મીનો લલિત લ્હાવ લઇયે.
અતિથી અભ્યાગત અપંગ અનાથની, સચ્ચાઇ જોઈ સખી (ઉદાર) થઇયે.સુ.
હુશ હૈયે ધરિકરિ હરેક પ્રકારનું, દાન સુપાત્રોને દઇએ. સુર. લ. ૨
વિદ્યા હુન્નર ખિલવનારનીજ બ્હાર કરી, રોજરોજ મોજમાંજ રહિયે. સુ. ૩
ચડતી સદાય થાય સર્વની જે માર્ગથી, જરૂર તે સુમાર્ગેજ જઇયે. સુ. ૪
દેહ-દેશ-જ્ઞાતિ-ધર્મ-ઉદ્યમ-ઉદ્ધારકોને, મદદ આપી મદ વિષે ન વહિયે. સુ. ૫
હાથે આપ્યું તેજ સાથે આવે અવશ્યથી, માટે દુઃખીનાં દુઃખ દહિયે. સુ.૬
સત્ય પ્રાર્થીઓની કરો આશ પૂર્ણ સ્નેહથી. કહો શું વિશેષ હવે કહિયે ? સુ.૭

વ્હાલા વાંચનાર ! આ પ્રમાણે આનંદના વધામણારૂપ વાર્ત્તાલાપ કરતી તેઓ બન્ને બહેનો માધવબાગમાં-લક્ષ્મીનારાય-

ણુનાં દર્શન કરી પોતાના મકાન ભણી ચાલી આનંદને આધીન થઇ અને એમના ઘેર જવાથી આપણી આ વાર્ત્તા પણ આનંદને આધીન થઇ હૃદયમંદિરમાં રમવા લાગી. કહેવું એ લેખકર્તાનું કામ છે અને લેખકના લેખને લક્ષમાં લેવો એ આપ શ્રોતા-વાચકોનું કામ છે. માટે રાજહંસ સ્વરૂપ ગુણગ્રાહી થઇ દૂધ પાણીના મિલાપમાંથી શિક્ષારૂપ દૂધ સંગ્રહી હૃદયને ઉદારતા-વિવેકતા-સરલતા અને વિશુદ્ધતા વિષે વિહાર કરાવશો કે જેથી આપણ એઉનો પરિશ્રમ પ્રશંસાને પાત્ર નીવડી પૂર્ણ પ્રમોદ આપે અને આર્યાવર્તનો ઉદ્ધાર થતાં આર્ય વિચારિયોનાં અને રાજ્યકર્ત્તાનાં જગતનિયંતા સકળ કષ્ટ કાપે એજ ઇચ્છા અને પ્રાર્થના જાહેર કરી અંતિમમાં એક અરજ ગુજારીશકેઃ—

( હરિગીત—છંદ. )

નિત સાહુકારી સાચવો શુભ સાહુકારો છો સહી,
લેવુંજ તેને દેવું પાછું એજ વટ ઉમદા કહી;
પણ બૂક વાંચી બૂકને આ પાછું કદિ દેશો નહી,
એ અરજ માની માહરી સહુ સાર લેશો સંગ્રહી !

તથૈવાસ્તુ !!!

જય જય રંગ સદા વરષો !

---

માલ છુટક તેમજ જત્થાબંધ મળશે. હુંડીબુકો, કબાલાબુકો ગો-દીના દરેક દરવાજાની ખટારાબુકો, ઘરની ભાડા બુક, ચેક-હુંડી બુક તથા સાહુકારી ચીઠીબુક વિગેરે તૈયાર મળશે. પોસ્ટકાર્ડ તથા કાગળ ઉપર છાપવાના ફોટોગ્રાફનો મનપસંદબ્લોક તમો જેનો ફોટો-ગ્રાફ આપશો તેના જેવો બરાબર બનાવી આપવામાં આવશે. નાની છબી ઉપરથી મોટી છબી કેનવાશના કપડા ઉપર પાકા રંગની રૂ. ૫૦ થી વધારે. નાની છબી ઉપરથી મોટી છબી કાગલ ઉપર ઝાંખી નહી પડે તેવી ફીનીશીંગ કરેલી રૂ. ૮ થી વધારે. નાનામાં નાની સાઇઝથી તે ૧૦-૧૨ ઇંચ લાંબી સાઇઝના ફોટો પડાવી આપવામાં આવે છે. ગ્રાહકની મરજી હશે તો તેના ઘેર આવી પાડી આપશે. તેમાં ફક્ત ગાડી ભાડાનોજ વધારે ચારજ આપવો પડશે. ઘર, વાડી, બંગલામાં બારી કે બારણામાં બેસાડવાના રંગીન કાચ ઉપર નકશી-કામ તથા ફોટોગ્રાફ વિગેરે જેવું કામ જોઇશે તેવું તથા આરશીનાં તથા સાદા સાઇનબોર્ડ ઉપર મનપસંદ નકશીકામ કરી આપવામાં આવશે. આર્ટીશનાં દરેક કામ **મી. ડી. એન. ખંડેકરના** હાથે કરાવવામાં આવે છે. દરેક જાતના રબરસ્ટૅમ્પ સારી કોલેટીના રબર ઉપર મનપસંદ કરી આપવામાં આવે છે અને તેની ઓછી કીમત અને સારૂં કામ કરાવી આપવામાં આવે છે. દરેક ચીજ સીલબંધ રાખવા માટે સીલ કરીને જોખમી માલ રાખવામાં આવે છે. તેવા દરેક જાતના સીલો બનાવી આપવામાં આવે છે દરેક જાતના બે અને ત્રણ અક્ષરોના મોનોગ્રામના સીલો બનાવી આપવામાં આવે છે. હાંડીમાં કે ઝુમરમાં ગલાસમાં મુકી બાળી શકાય તેવી મીણબતીઓ, જે હાલમાં દરેક જગાએ તેનો વપરાસ વધતો થયો છે. તેલ ઢોલાઇ જવાની ધાસ્તી રહેછે અને તેથી વધુ ખરચ થાયછે તેનાથી આ મીણબતીઓમાં બહુ ઓછો ખરચ થાય છે, બજારમાં વેચાતી મીણ-બતીઓમાં જેમ ધુમાડાની પીડા થાયછે તેમ અમારી મીણબતીમાં થતી નથી. માટે એક વખત અમારી મીણબતીઓ ખરીદી ખાત્રી કરશો.

# ખુશ ખબર.

**સાચ અને જુઠ વચ્ચે ફક્ત ત્રણ તસુનોજ તફાવત છે.**

જે કાને સાંભળ્યું તે જૂઠ્ઠું જણાય તો આંખ્યે જોવાથી સાચું ઠરે છે

**આવો! અજમાવો!! અને ખાત્રી કરો.!!!**

**ઠરાવેલા પૈસા મટયા પછીજ લેવામાં આવે છે.**

ધોળા **કોઢના** દાગ કે જે ચેપી ગણાય છે, તથા વર કન્યાનો સંબંધ જોડવામાં આંચકો ખવરાવે છે અને ખુબસુરતીને બગાડી દે છે તે અમારી દવાથી (કોઢના દાગ) મટી જાય છે. **તથાઃ—**

ચહેરાને બગાડી કંટાળો આપનારા **ખીલ** સહેલા ઇલાજથી મટાડી દેવામાં આવે છે. **તથાઃ—**

**દરાજ** પણ જડમૂળથી કાઢી દેવામાં આવે છે. **તથાઃ—** **સંગ્રહણી** ઝાડાનો રોગ—બદહજમી વગેરેની દવા પણ તે સરતેજ મળે છે.

(તથા બીજી પણ દવાઓ અમારે ત્યાં ઘણી જાતની તૈયાર છે.)

**મનમોહન મસાલો** કે જે દાળમાં શાકમાં **જમરૂખ**—દાડમ-આરિયા વગેરેમાં નાખવા માટે તથા પેટમાં પીડ—અજીર્ણ—અરૂચિ—છાતીની મુંઝવણ—દસ્તની કબ્જીયત—દસ્ત પાતળા લાગવા વગેરે દૂર કરવાના કામમાં લાગે છે, તે ઉમદા સ્વાદ સાથ સુંદર દેખાવ ખુસબુદાર છે. કીમત રૂપિયાનો શેર ૧.

**( મિલાપનો વખત ૮ થી ૧૦ સુધી )**

ઠેકાણું—ખડક—મહાજનવાડી—કચ્છી દશા ઓશવાળ—પ્રેસ—મુંબઇ નં. ૩